# પાંખડી

અથ
"પ્રેમ-ત્યાગ"



કર્તા

જેઠાલાલ નારાયણ ત્રિવેદી
રાંધેજા (ઉ. ગુજરાત)







પ્રકાશક · કુમાર કાર્યાલય · અમદાવાદ

## ભારતીને નમન

વાણી અર્થ વિષે વસી રહી રહસ્યો રૂપ જે ભારતી,
તેને પાદ નમું, ધરી હૃદયની જ્યોતો તણી આરતી.

-

# નિવેદન

મુક્તક એટલે પાણીદાર મોતી. જે નાનકડું કાવ્ય રસ, વેગ, ચોટ અને ચમત્કારથી રસિકને પાણીદાર લાગે તે મુક્તક. બહુ જ અલ્પ ક્ષણોમાં તે કાવ્યનો સંપૂર્ણ રસાસ્વાદ કરાવી શકે છે, એ જ તેની વિશિષ્ટતા. માનવીનું આજનું ઝડપી જીવન લક્ષ્યમાં લેતાં, મુક્તકની આ વિશિષ્ટતા કાવ્યમાં એને અનોખું સ્થાન અપાવે તો નવાઇ નહિ.

આમ છતાં શ્રેષ્ઠ મુક્તક–કવિઓ આપણા સંસ્કૃત સાહિત્યમાંય વિરલ છે. અમરુ અને ભર્તૃહરિની જોડમાં મૂકવા જેવો બીજો મુક્તક–કવિ જલદી જડી આવતો નથી. એટલે પ્રથમ દર્શને મુક્તકની રચના લાંબા કાવ્ય કરતાં સહેલી ભલે લાગે, પણ ખરેખર તેમ નથી. નવલકથાથી ભિન્ન એવી ટૂંકી વાર્તાની જેમ અનોખી કલા છે, તેમ મુક્તકનું પણ સમજવું.

ગુજરાતના આધુનિક કાવ્ય-સાહિત્યમાં સંગ્રહ રૂપે આવું પ્રકાશન રજૂ કરવાનો આ પ્રથમ પ્રયાસ છે. ગુજરાતમાં કવિતા

વાંચનારો વર્ગ જ બહુ નાનો છે. પણ જે છે તેની રસવૃત્તિમાં શ્રદ્ધા રાખી આ સાહસ કરેલું છે.

આ સંગ્રહમાં બધાં જ મુક્તકો એક સરખી કક્ષાનાં નહિ હોય. અને તેમ હોવું શક્ય પણ નથી. છતાં, લેખકે રચેલાં ઘણાં મુક્તકો પૈકી થોડાંક ચૂંટી કાઢીને આ સંગ્રહમાં રજૂ કરેલાં છે, એમ કહેવામાં હરકત નથી. અને કાવ્યરસિકોને આમાંથી કંઈક પણ ગમશે એ આશા અસ્થાને નથી.

'કુમાર' કાર્યાલયની સહાનુભૂતિ વગર આ સંગ્રહ કદાચ લાંબો વખત અપ્રગટ જ રહ્યો હોત. અને આપણા સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી રામનારાયણ વિ. પાઠકની સહાનુભૂતિ અને સહાય વગર આટલાં મુક્તકો ભાગ્યે જ લખાયાં હોત. આ સ્થળે તેમનો, 'કુમાર'ના સંચાલકોનો તથા આ સંગ્રહ એકવાર અવલોકી જઇ મુક્તકો ચૂંટવામાં સલાહ આપવા બદલ ભાઈ 'સુંદરમ્'નો પણ આભાર માનું છું.

જેઠાલાલ ત્રિવેદી

# ઉપોદ્ઘાત

હિંદના સાહિત્યમાં મુક્તકોનું સ્થાન મહત્ત્વનું છે. ઘણા પ્રાચીન કાળથી આપણે ત્યાં મુક્તકો લખાતાં આવ્યાં છે. મુક્તકોનું માહાત્મ્ય એટલું બધું વધી ગયું હતું કે મહાકાવ્યમાં પણ દરેક શ્લોકને મુક્તક કરવા પાછળ કવિનું ધ્યાન રોકાયું હોય એમ જણાય છે. એથી ક્યાંક ક્યાંક તો પ્રબન્ધના વસ્તુમાં શિથિલતા આવી ગઇ છે અને પ્રવાહ મન્દ પડેલો છે.

મુક્તક શબ્દ मुक्त એટલે છૂટું ઉપરથી આવ્યો છે. કાવ્યાદર્શમાં તેનું લક્ષણ मुक्तकं श्लोक एवैकश्चमत्कारक्षमः सताम्। એટલે સહૃદયને ચમત્કારક લાગે એવો એક જ શ્લોક તે મુક્તક, એવું આપેલું છે. ચમત્કારકતા એટલે લોકોત્તરતા તો બધાં કાવ્યોમાં હોય છે. એટલે એક જ છૂટા શ્લોકનું કાવ્ય તે મુક્તક એવો અર્થ ફલિત થાય છે. તેની ખૂબી એ કે એક જ શ્લોકમાં તે કાવ્યનો આસ્વાદ કરાવી શકે છે.

સંસ્કૃત સાહિત્યમાં આવાં પુષ્કળ મુક્તકો છે. 'સુભાષિતરત્નભાંડાગાર' જેવા સંગ્રહો મુક્તકોના જ છે. સંસ્કૃતમાં આવાં

કાવ્યોમાં અનેક પ્રકારનું વસ્તુ આવે છે. કેટલાંક મુક્તકો શૃંગારનાં છે જેમકે અમરુનાં, અને રસની દૃષ્ટિએ એનો રસ અતિશય ઘન ગણાયો છે. કાવ્ય તરીકે ઉત્તમ કાવ્યનાં ઘણાં દૃષ્ટાન્તો અમરુશતકમાંથી અપાય છે. પ્રેમના અનેક ભાવોનાં તેમાં ચિત્રો હોય છે. એક નાના હીરા ઉપર સફાઇબંધ કારીગરી હોય તેવી તેમાં કારીગરી હોય છે. પણ પ્રેમ સિવાયના પણ અનેક વિષયોનાં મુક્તકો થયાં છે. તેમાં ખાસ ધ્યાન ખેંચે તેવાં સૃષ્ટિસૌંદર્યનાં મુક્તકો છે, અન્યોક્તિઓ છે અને જ્ઞાનનાં સુભાષિતો છે. સુભાષિતોમાં સામાન્યમાં સામાન્ય વ્યવહારૂ ડહાપણનાં પણ હોય છે અને ગહન તત્ત્વજ્ઞાનનાં પણ હોય છે. આ સુભાષિતોની ભાષા પણ વિષયને અનુકૂળ પ્રસન્ન ગંભીર હોય છે અને તેમાં ક્વચિત્ વક્તવ્યને સુંદર દૃષ્ટાંતથી સ્ફુટ કરેલું હોય છે: ભર્તૃહરિનાં શતકો આ પ્રકારના અત્યંત લોકપ્રિય સંગ્રહો છે.

સંસ્કૃત પછી પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં પણ મુક્તકો લખાયાં છે. હેમાચાર્યે અપભ્રંશ વ્યાકરણમાં પોતાના સમયનાં અનેક મુક્તકોનાં ઉદાહરણો આપ્યાં છે. આ ઉદાહરણોમાં ખાસ ધ્યાન ખેંચે એવાં શૌર્યનાં મુક્તકો છે, જેની પરંપરા આપણે તે પછીના ચારણી સાહિત્યમાં અને લોકસાહિત્યમાં પણ લાંબે

સુધી ચાલેલી જોઇએ છીએ. ચારણી સાહિત્ય અને લોક-સાહિત્ય બન્નેમાં પ્રેમ, શૌર્ય અને જ્ઞાનનાં મુક્તકોનો પ્રવાહ અખંડ વહ્યા કર્યો છે. આમાં ઘણીવાર સંસ્કૃત મુક્તકોનો અનુવાદ પણ આવતો. આવાં મુક્તકો સાધારણ વાતચીતમાં વક્તવ્યના સમર્થનમાં મૂકવાં એ સંસ્કારિતાની નિશાની ગણાતી. વાર્તા કહેનારા આવાં મુક્તકોનો પુષ્કળ ઉપયોગ કરતા અને તેને વધારતા પણ જતા.

આ મુક્તકસાહિત્યપ્રવાહ ઉપર કહ્યું તેમ ચારણી સાહિત્યમાં અને લોકસાહિત્યમાં જ ચાલ્યો છે. આપણા શિષ્ટ સાહિત્યના કવિઓ અને પ્રબંધકારોએ મુક્તકો લખ્યાં જાણવામાં નથી. તેમનાં આખ્યાનો જુદી પરંપરાનાં જણાય છે, અને તેમાં મુક્તકો આવતાં નથી એમ કહીએ તો ચાલે. જૈન રાસામાં મુક્તકો આવે છે, પણ તે ઉપર જણાવ્યું તેમ ગદ્યમાં વાર્તા કહેવાની પરંપરામાં જે રીતે તે આવે છે એ રીતે આવતાં. અને જૈનેતર આખ્યાનોમાં એનું એ સ્થાન રહ્યું નથી એ મારું વક્તવ્ય છે

અર્વાચીન યુગમાં દલપતરામે જેમ આખ્યાનપરંપરાના વારસાથી સાહિત્ય લખ્યું, તેમ લોકસાહિત્યની પરંપરાથી પણ લખ્યું છે, અને તેથી તેમણે મુક્તકો લખ્યાં છે. તેમના જુદા

જુદા વિષયના દોહરા, મનહર વગેરે મુક્તકો જ છે. 'ફાર્બસ-વિલાસ'માં ચાતુર્યનાં અનેક મુક્તકો આવે છે. તેમનાં મુક્તકોમાં હાસ્યનાં મુક્તકો ખાસ ધ્યાન ખેંચે એવાં છે. દલપતરામ પછી નર્મદે થોડાં મુકતકો લખ્યાં છે. નર્મદે પ્રીતિ સંબંધી જુદી જુદી કવિતાઓ લખી છે, તે કવિતામાં ઘણીખરી કડીઓ મુક્તક જ છે. તે સિવાય તેનાં કેવળ છૂટાં મુક્તકો પણ છે. પણ તે પછી આપણા સાહિત્ય ઉપર અંગ્રેજી સાહિત્યકલાની પહેલી અસર થતાં મુકતકો લખાતાં બંધ થયાં. એ અસરના પહેલા કવિ સદ્‌ગત નરસિંહરાવે મુકતકો લખ્યાં નથી. એમની અસર સાગે જુદા આદર્શથી કવિતા લખનાર પ્રો. ઠાકોરે જેમ અનેક કાવ્ય-પ્રકારોના પ્રયોગો કર્યા તેમ મુકતકોના પણ પ્રયોગો કર્યા છે. ૧૯૨૦ પછીનો યુવાન કવિતાલેખક વર્ગ ઘણી બાબતોમાં તેમના માર્ગે ચાલ્યો અને તેણે મુક્તકો પણ લખ્યાં. અત્યારના યુવાન કવિતાલેખકોમાંના ઘણાએ મુકતકો લખ્યાં છે.

ઉપર જણાવ્યો તે ૧૯૨૦ની આસપાસનો અને પછીનો સમય તે કાવ્યમાં અનેક પ્રકારના અખતરા કરવાનો સમય છે જે હજી પણ ચાલુ જ છે. તેથી મુકતકના બંધારણમાં પણ અનેક અખતરા થયા છે. મુકતકના બંધારણનું મુખ્ય લક્ષણ એ છે કે તે એક જ શ્લોકનું હોવું જોઈએ. પણ અત્યારે

કાવ્યમાંથી ગેયતાનું વિશ્લેષણ થતાં શ્લોકનાં ચાર જ ચરણ હોવાં જોઈએ એ બંધન પણ શિથિલ થયું, અને તેથી, ચાર ચરણને બદલે એક બાજુ ત્રણ ચરણનાં પણ મુક્તકો લખાયાં ને બીજી બાજુ ચારથી વધારે ચરણોનાં મુક્તકો લખાયાં. આથી નવાં મુક્તકો વિષે સૌથી પહેલો પ્રશ્ન એ થાય કે કેટલી સંખ્યાની પંક્તિ સુધી આપણે છૂટા કાવ્યને મુક્તક કહેવા તૈયાર છીએ? શ્રી ડોલરરાય માંકડે સાત પંક્તિ સુધી મુક્તક જઈ શકે એમ કહ્યું છે, અને હું ધારું છું, એને આપણે બહુલતાની અંતિમ સીમા માનીએ તો ખોટું નથી. પણ તે સાથે જ કહેવું જોઈએ કે, અર્થઘનતા, સુશ્લિષ્ટતા, પંક્તિઓનું આકારસૌષ્ઠવ એ સર્વ મુક્તકનાં અપરિહાર્ય લક્ષણો ગણાવાં જોઈએ. અને તે સાથે એ પણ કહેવું જોઈએ કે હજી આપણી ભાષા અર્થઘનતામાં ને પ્રસાદમાં એટલી કેળવાએલી નથી. નવાં મુક્તકો નવા ભાવોને વ્યક્ત કરવા માગે છે અને તેને માટે ભાષા હજી યથાકામ આકારક્ષમ થઈ નથી. જૂનાં ગુજરાતી મુક્તકોમાં જે અર્થઘનતા, પ્રસાદ, સફાઈ છે તે હજી આપણાં મુક્તકોમાં આવ્યાં નથી. પણ એ આણવાનો ઉપાય જ એવાં મુક્તકો લખાય એ જ છે. 32207

અત્યારની કવિતાનું બીજું લક્ષણ એ છે કે એક કાવ્યમાં

"ભુલે છે તું ભોળા," વદતી હસતાં સોય નમણી,
પળે પૂંઠે પૂંઠે અનુચર બની, છો હું રમણી."

## મિથ્યા મોહ

ચઢી ઊંચા આભે મન કનકવો એમ સમજે:
ધરાવાસી હું ના, ઉડું, રવિશશી મિત્ર મુજ છે;
અભાગી આ દોરો
મને બાંધી રાખે! પણ ધરણિથી દોર તૂટતાં
શશી તારા સર્વે તજી કનકવો ભોંય ગબડે!

અને છેલ્લે એક હાસ્યનું મુક્તક જોઇએ:

## સાચો પ્રણય!

તજું વારે વારે બબડી મનમાં રોષ કરતો,
અવજ્ઞા યે તારી કીધ અતિ, છતાં તું ઝટ દઈ
મને શોધી કાઢે; કયહીં નવ ગમે શું મુજ વિના?
ભલે ખોટો, સાચો પ્રણય રૂપિયા! હુંથી તુજનો.

અહીં 'ખોટો' શબ્દ ઉપરનો શ્લેષ અને તેનો 'સાચો' સાથેનો વિરોધ, અને ખોટો રૂપિયો પાછો આવે છે તેમાં પ્રણયનો આરોપ અને આખા શ્લોકનું ચાતુર્ય સુંદર મર્માળું હાસ્ય પ્રેરે છે. આવાં મુક્તકો વધારે લખાય તો સારૂં.

તા. ૫-૯-૩૮

રામનારાયણ વિ. પાઠક

# પિતાનો હર્ષ

• મન્દાક્રાન્તા •

આભે ઝૂલે અભિનવ શશી પૂર્ણિમાનો રુપાળો,
જોઇ તેને ગભીર ઉરના સિંધુનું ઉર ખૂલે;
ચાંદા જેવો તનય નીરખી તાત ના હર્ષ પામે?
મોજાંરૂપી કર નભ ધરે પુત્રને ભેટવાને.

## પ્રણયભંગ વારિ

• શાર્દૂલવિક્રીડિત •

લાંબા તેજભર્યા રવિકરતણા
સ્પર્શેથી લોભાઇને,
સિંધુવારિ નભે ચડી ઝટ જતાં
મોહાંધ મુગ્ધા સમાં;
જોઇ લાહ્ય સમા સદા સળગતા
કિન્તુ રવિઉરને,
અંગારા વિજના ભરી દૃગ થકી
રોષે પડે ભૂ પરે.

# વ્રીડા

• મન્દાક્રાન્તા •

જેને જોવા દ્દગ તલસતાં તેજનાં તીર જેવાં,
દેખી તેને નયન શરમે કેમ બીડાઈ જાતાં?
આંખો તાણે નભ રજનિમાં, ઊગતાં સૂર્ય કિન્તુ
વ્રીડાભારે નયન નમતાં લાલિમા શ્વેત ગાલે.

## વાદળીને

• શાર્દૂલવિક્રીડિત •

ખારા નીચ પિતા તણી દીકરી તું
આભે ચડી, રે અલી !
તેજસ્વી નભસાસરે તુજ તણી
ખારાશ સર્વે ટળી;
ખારો સાગર તો’ય તાત સમજી
તું ભેટવા ઊતરે,
ભેટંતાં પળમાત્રમાં ઉર તણી
મીઠાશ તારી સરે.

## ઘાયલ ગગન

• મન્દાક્રાન્તા •

ખીલા માર્યા નભઉર પરે તારકોના રૂપાળા,
ભેળી નાહે ગગન ગગડેઃ લાખ રે ઘાવ આળા;
પાટા બાંધી હૃદય પર એ વાદળીના સુંવાળા
સૂએ તો યે ઉર થકી ઝરે મેઘની અશ્રુમાળા.

# તૈયાર કો પૂછતો

• શાર્દૂલવિક્રીડિત •

પૂછે કોઇક રાનમાં, "ભ્રમર તું
ગુંજાર શાને કરે?
વાગ્યો કંટક પુષ્પનો રસ પીતાં?
કિંવા ગીતે પુષ્પને
બ્હેકાવી રસ લૂંટવા મનસુબો?"
મકરંદ "ના, ના" કહે:
"લાવ્યો એક અપૂર્વ પુષ્પ-ઉરથી
હું બીજ, તે રક્ષવા
તૈયાર કો પૂછતો?"

## માતા-પિતા

પૃથ્વી

ઉદાર થઇને સ્થલે, રવિ જલે ચ પુષ્પો કરે
કરે નિજ ખિલાવતો; પણ કરોડ પુષ્પો રવિ
નભે નિજ ઘરે ભુલે, અમિત મ્લાન માતા સમી
નિશા પણ રહી ઘરે ખિલવતી સદા તેમને.

# ઘેલી ગંગા

• મન્દાક્રાન્તા •

કૈલાસે કાં ધવલ ભવનો તાતનાં રમ્ય છોડી,
ઘેલી ગંગા ચપળ બનતી સાગરે જાય દોડી?
હર્ષે નાચે લવણ ઉરના નાથને કેમ ભેટી?
ખારૂં તેને 'મીઠું' જગ કહે, એમ ભૂલે અલેતી.

# દયાળુ ઉદધિ

• શિખરિણી •

રવિ વજ્રે બાળે હિમગિરિ તણું મસ્તક રીસે,
જમૂના ગંગા બે ઝરણ ગિરિઆંસુ સમ દીસે;
પડે તે સિંધુમાં ઉદધિ-ઉર એથી હચમચે,
રવિ ઢાંકી દેવા ઉદધિ નભમાં વાદળ રચે.

## કલાપીનું આશ્ચર્ય

• વસંતતિલકા •

દેખી નભે ઘન રૂપે ઘનશ્યામ કા'ને,
હૈયે દબાવી વિજળી સમ રાધિકાને;
અજ્ઞાત પંચશરથી ચમકી કલાપી
આશ્ચર્યથી ટહુકતા નભ દૃષ્ટિ સ્થાપી.

## કામજ્વાળા

• સ્રગ્ધરા •

લાખો છે અપ્સરાઓ

પણ શતક્રતુને કામના ઘાવ સાલે,

યોગી ગૌરીશને યે

મનમથ પીડતો, ચંદ્ર જેને કપાળે;

કામે વીંધેલ તેથી

ક્ષત હૃદય વિષે ચંદ્રને ડાઘ કાળા,

વિષ્ણુ રે' સાસરામાં,

હૃદય ભીડી રમા રોકવા કામજ્વાળા.

# સલૂણાં

• માલિની •

ઝરણ સરિત સર્વે છે અલૂણાં બિચારાં,
“ઉદધિ, પ્રિય! સલૂણાં ગાત્ર કીજે અમારાં;”
વદી ઉદધિ સરંતાં:... ને પુરુષો અલૂણા,
સલુણી રમણીઓને ભેટી થાતા સલૂણા.

## મુગ્ધાની વાતો

• માલિની •

અગણિત કથનીઓ કંથને રે કહીશું,
હૃદય મહીં વિચારો ગોઠવે મિષ્ટ મુગ્ધા;
પણ હૃદય હરે તે વાત વિચાર હેરે,
અધરરસ પી સ્વામી વાત ઓષ્ઠેથી ચોરે.

# કમળને

• વસંતતિલકા •

જૂગો થકી તપ કરે જળમાં કુમારી!
તો'યે ન સૂરજ તણી ઉતરે ખુમારી;
જે ચંદ્રનો ક્ષય થતો તુજ ઝંખનાએ,
તે સાથ ના કમળ! કાં હસતી જરા યે?

# રૂપની ઇર્ષ્યા

• વસંતતિલકા •

સ્પર્ધા કરે કમળની શશી આ હસીને,
ક્રોધે બીડે કમળ પાંખડીઓ કસીને;
કાળા ભીડે ભ્રમરને ઉર સાથ પ્યારે,
ઈર્ષ્યા બને ન રૂપની અતિ અંધ ક્યારે?

## અર્ઘ્ય

• વસંતતિલકા •

આવી અચાનક પિયુ ગૃહદ્વાર ઊભો,
સત્કાર શી રીત કરૂં ઉરમાં અચંબો:
લાજા ન પુષ્પ ધૂપ કૈં, અતિશે મુંઝાતો,
ત્યાં અશ્રુનો વણ કહ્યુ શુચિ અર્ઘ્ય થાતો.

# સંજીવની

• મંદાક્રાન્તા •

સંધ્યા ખોળે રવિશિર ઢળે, ચંદ્ર અંકે ઉષાને,
ઊનાળો યે ધગધગ થતો વૃષ્ટિ-ખોળે વિરામે;
તેજસ્વી સૌ શ્રમિત બનતાં શોધતા સુંદરીને,
શું નારીમાં નરજીવનની દિવ્ય સંજીવની છે?

# यां चिन्तयामि सततं मयि . . .

· ખંડ-વસંત-સ્રગ્ધરા ·

પ્રેમાર્દ્ર પત્થર દ્રવી નદી રૂપ ધારી
દોડે સમુદ્ર પ્રતિ, આતુર મુખ પ્રેમે
ઢાળે સમુદ્ર પદમાં; પણ હાય, સિંધુ
નાણે નહિ નજર ને . . .
 છલબલ કરતો ચૂમવા જાય કાંઠો.

## વિજોગણની વર્ષા

• મિશ્ર •

આભે ચઢી કોટ શું મેઘનું દળ
વિદ્યુત્ સમાં ખેંચતું ખડ્ગ, ધારા
સહસ્ર બાણો તણી તીક્ષ્ણ છૂટે,
કરી કરી ગર્જન નાથ ડારે.

# વિરલ ચંદ્ર

• સ્રગ્ધરા •

આકાશે ચંદ્રમા છે

પણ દૂર પડતોઃ ના ઊગે કૃષ્ણ પક્ષે,

બ્રહ્માએ એમ ધારી

જનહિત કરવા પક્ષ ના કોઈ ભક્ષે

એવો સુધા-છલંતો

રમણીય રમણી-આનને ચંદ્ર દીધો.

કિન્તુ એ ચંદ્રને યે

વિરલ રમણીએ ગર્વમાં હાય કીધો !

# કૌતુક

• શાર્દૂલવિક્રીડિત •

"રે આ એક જ પદ્મમાં ભ્રમર બે,
છે કીર ને નાગ શું?
ને આ શ્વેત હીરાકણી કમળમાં
કૌતુક આ શું થયું?"
માનિની પિયુનાં સુણી વચન આ
"ક્યાં છે, બતાવો" કહે,
જાતાં પાસ "બતાવું જો પ્રિય તને
આ" કહી ચૂમે છે મુખે.

# કાંટો

• શાર્દૂલવિક્રીડિત •

વાટે આ વનની ધીમે વિચરતાં
બાળા રૂપાળી દીઠી,
વાગ્યો કંટક કારમો મુજ પગે
જોવા જતાં એ મીઠી;
'રે,રે!' શબ્દ વદી ઢળ્યો ધરણીએ,
બાલે લીધો અંકમાં:
કાંટા કેમ બીજા–થયું મન વિષે–
વાગ્યા ન સર્વાંગમાં?

## સ્પૃહા

• શાર્દૂલવિક્રીડિત •

દેજે કામસ્વરૂપ કંથ મધુરો,
આયુષ્ય કલ્પો તણાં,
મુગ્ધા મિષ્ટ સ્રજી અનંત મુજને;
રૂંવે રૂંવે આંખડી
દેજે રૂપ નિહાળવા પ્રીતમનું;
ને તું થજે વ્હાલમો;
જો આપે બસ એટલું, નહિ મને
વૈકુંઠની યે સ્પૃહા.

# ઘેલી આકાંક્ષા

• વસંતતિલકા •

બોલી વિજોગણ રમા પતિબાથ પામી:
"લાંબી હવે રજનિ થા યુગ જેવડી તું!"
રાત્રી હસી નીરવ સૂર થકી વદે છે:
"આજે ગમ્યું, વિરહમાં પણ શું કરીશ?"

# પ્રેમ—અગ્નિ

• શાર્દૂલવિક્રીડિત •

ઘેલી બોલ ન એમ તું "પ્રિયતમે
સ્પર્શી જળાવ્યું ઉર,"
પ્રાણાધાર સદા જળે વિરહમાં
તારા, ન તું જાણતી!
દોડી જાય દીવે પતંગ બળતું,
જોઇ દયા સૌ ધરે,
કિન્તુ દીપક જન્મથી જળી રહે,
તે ખ્યાલ ના કોઇને.

## કવિ અને કોયલ

• સ્રગ્ધરા •

પોષાયે કોકિલાઓ
કળ કળ કરતા કાગડાના કુટુંબે,
આત્માની પ્રેરણાથી
પણ સ્વર મીઠડા કોકિલા વિશ્વ કૂજે;
તેવી રીતે કવિ આ
ભડભડ બળતા વિશ્વમાં ઊછરે છે,
કિન્તુ એના ઉરેથી
અમીરસ સરખા સ્રોત કાવ્યે સરે છે.

## ઊંચાઇનો ગર્વ

• વસંતતિલકા •

ઊંચા અમે અવરથી, નવ કાં નમાવે<br>
નીચાં શિરો અમ પદે અતિ નમ્ર ભાવે?<br>
એવું ચહે જન ઘણા; સમજે ન છાયા<br>
દે તાડ ના, નિજ છતાં અતિ ઉચ્ચ કાયા,<br>
નીચા છતાં વડ બને વળી વૃક્ષરાયા.

## સાપનું ઉશીકું

• મંદાક્રાન્તા •

લક્ષ્મી માટે દધિ સમ મહા ઉરને મંથવાનાં,
ને વચ્ચેથી વિષ નીકળતાં શોધવા શંભુ જેવા;
પામ્યા કેડે પણ સુખ નહિઃ સર્પ કેરા ઉશીકે
સૂવાનું છે, જતન કરવા સાગરે વિષ્ણુ પેઠે.

# હીરાને

• શિખરિણી •

હતો જ્યારે કાળો, તુજ હૃદયમાં સાકર ભરી
હતી મીઠી; આજે ચકચકિત હીરો બની જતાં
થયું તારું હૈયું વિષમય, ચુસે તો જન મરે;
રૂપાળા હૈયે શું વિષ કુદરતે નિર્મિત કીધાં?

## દીધું જો લે પાછું–

• શિખરિણી •

ભલે વિશ્વે મોટો, વિરલ અતિ રત્નો ઘર હશે,
ભલે લાખો નારી હૃદય–રસ પીવા તલપશે;
દીધું જો લે પાછું, જીવન બનશે ના જરી મીઠું,
વળી "ખારો સિંધુ" વદી જન જશે રે લઇ 'મીઠું'.

# ગૃહકલહ

• સ્રગ્ધરા •

મીઠો સિંધુ હતો ને
 નવ હૃદયપટે કો સરિતા સરેલી,
લાખો આવી સરિતા
 કળકળ કરતી મોહ ઇર્ષ્યા ભરેલી;
એ સૌ શોકયો લડે ને,
 ગૃહકલહ થકી સિંધુ આ થાય ખારો,
સિંધુની આ સ્થિતિ તો,
 મધુર કયમ રહે માનવી કો બિચારો?

# ભયભીત છાયા

• શિખરિણી •

પ્રકાશી પુણ્યાત્મા જળહળ કરે જ્યાં જગતને,
તદા પાપી કેરા પ્રતિનિધિ છુપાતા ઘરઘરે;
વસે છાયા રૂપે તિમિર જગમાં તે રવિતણું
છુપાવા નેત્રોથી, અવર દિશમાં નાસતું ફરે.

## વિધિને પ્રશ્ન

• વસંતતિલકા •

તોડે ન બખ્તર છતાં ઉર વીંધનારી,
દિવ્યાસ્ત્રથી પણ વધુ બળ ધારનારી;
ઝેરે ભરી નમણી નાગણ શી સુંવાળી
આ જીભને કયમ, વિધે! જનમુખ ઢાળી?

# ગ્રહબળ

• વસંતતિલકા •

અમૃત ચે અફળ છે રૂઠતાં વિધાતા,
તેજસ્વી ચે ગ્રહબળે ગળતા જણાતા;
વંકાય જો ગ્રહપતિ નવ કોનું ચાલે,
માસાર્ધ નિર્મિત થયો ક્ષય ચંદ્ર-ભાલે.

## પરાયું તેજ

• વસંતતિલકા •

જે પારકા ધન અને બળથી પ્રકાશે,
તે વ્યર્થ આ જગતમાં મનથી ફુલાશે;
ના શેઠની સમીપ આશ્રિત ઝંખવાયે?
સામીપ્યમાં સુરજના શશી રંક થાયે.

## સમુદ્ર-ઉર

• વસંતતિલકા •

પીડે સુરાસુર મળી સહુ એક સાથે,
નાખે વલોવી ઉર લાખ બલિષ્ઠ હાથે;
આપે છતાં મધુર અમૃત રત્ન પોતે,
એવા સમુદ્ર-ઉરને નમું: ધન્ય તેને.

# સ્વભોગ

• શાર્દૂલવિક્રીડિત •

લાખો ને કંઈ ક્રોડ યોજન તણા
ખારો વહી આવતા
સિંધુને ઉર, ને વળી ધરતીના
સૌ મેલ ભેગા થતા;
એ સૌ સંઘરીને ઉરે નિજ તણા
મૂંગો રહે છે દધિ,
માગે જ્યાં જળ મેઘ, વાદળી મીઠી
રક્ષેલ દે ઉરની.
ખારાશે બળતો રહી અવરને
મીઠાશ આપે દધિ.

# શત્રુની કદર

• સ્રગ્ધરા •

“બાળ્યો મેં કામ તો યે,
મુજ હૃદય ઘવાયું શરે શત્રુના એ;
વજ્રીના વજ્રનો ઘા,
ત્રિશૂળ મુજ તણો ચક્રનો વિષ્ણુના વા
એના ઘાની સમીપે
સુમન સમ કુણો મુજને તો જણાયે,
માટે,” બોલ્યા પિનાકી,
“ગિરિવરતનયા અંકમાં મુજ ધારૂં,
દેખીને એ જગે સૌ
મૃત મનમથની કીર્તિ ગાશે ત્રિકાલ.”

# કટુ વચન

• મંદાક્રાન્તા •

મીઠાશેથી સહજ જનના દોષ સર્વે છુપાત
કાંટા જેવાં કટુ વચનથી ગુણ ઢંકાઈ જાતા
કાચી કેરી પણ તરુ ચઢી વેડતા લોક આથી
પાકાં બોરો પણ જન ઝુડે બોરડી ખાસડાથી

# દુર્જનની ધાક

· વસંતતિલકા ·

હેરાન સાધુજનને ઝટ સૌ કરે છે,
ના નામ દુર્જન તણું ડરી ઉચ્ચરે છે;
બીએ ન બાવળ ધરી શૂળ થાય લાંબા,
ના ચોર કંટક વિના જળવાય આંબા.

# અમાસ

• મંદાક્રાન્તા •

તું આવ્યેથી ત્રીસ દિન તણો થાય છે રે સમાસ,
તું વિના ના કદિ. પણ પૂરો થાય છે ચાંદ્રમાસ;
ઓગણત્રીસે પણ તુજ થકી ત્રીસનો થાય ભાસ,
તો યે શાને જનગણ કહેતા તને રે "અ-માસ?"

# સોમવતી અમાસ

• ઉપજાતિ •

વાણી વદે છે સહુ આસ પાસ
આજે થઈ સોમવતી અમાસ;
હું સોમ શોધું ન કહીં જણાયે
અ–સોમ રાત્રી રડતી તણાયે.

## કમળાનો રોષ

• મંદાક્રાન્તા •

જે પદ્મેથી પ્રગટી કમળા પદ્મ તે હંસ તોડે,
તે હંસોથી સરળ ઉરની શારદા પ્રેમ જોડે,
હંસે બેસી ગમન કરતી; લક્ષ્મીને તે ખૂંચે છે,
વીણાપાણિ પર પ્રીતિ ધરે ભક્ત તે ના રૂચે છે.

## લક્ષ્મીની વગ

• મંદાક્રાન્તા–સ્રગ્ધરા •

મૂર્ખાઓને જગત ઉપમા શંખની નિત્ય આપે,
વિષ્ણુ કિન્તુ કર નિજ ધરી શંખનું કષ્ટ કાપે;
લક્ષ્મી કેરો અનુજ વગથી વિષ્ણુ સાથે વસે છે,
વિશ્વે તેવી રીતે કો
જડમતિ ધનિકો શંખ જેવા દીસે ના?

# મીઠી ઉદારતા

• શાર્દૂલવિક્રીડિત •

ખારો સાગરને કહે સહુ છતાં
પીયૂષ તેમાં વસે,
લક્ષ્મી ને વળી રત્ન ચૌદ વસતાં,
વિષ્ણુ વસે છે રસે;
સો સો યોજનના પ્રવાસ કરીને
ભેટે રમા શી નદી;
સિંધુના સહુને ઉદાર ઉરથી
ખારાશ એની સદી.

# ઘણું મોડું

· શિખરિણી ·

મુંગી સેવા અર્પે યુગ થકી મહા યોગિવર શી,
દીધું હૈયું બાળી જન-પગ તળે તેં અડવડી;
દધિચિની પેઠે,—અધિક વળી એથી પણ કંઈ
ઘસાવી વ્હેરાવી નિજ તન પીસાવી પણ દીધું.
ઘણું મોડું લોકે પ્રભુપદ દીધું પથ્થર! તને.

# મૌન

• સ્રગ્ધરા •

સુજ્ઞોના મૌન સિંધુ
　　તરફ સરકતા જ્ઞાનના સ્રોત કોટી,
મૂર્ખાઓ મૌન છોડી
　　જીભચલન મહીં માની મોટાઈ ખોટી
ગૂમાવે જ્ઞાન ધારા,
　　મૂઁઢ કથનથી ના અન્ય કો જ્ઞાન પામે;
આપે ના જીભ બે ને
　　ઈશ,ન મૂઁઢ બુજે, કાન બે કેમ આપે?

# લક્ષ્મીનું જતન

• વસંતતિલકા •

લક્ષ્મી તણું જતન છે અતિ કષ્ટદાતા,<br>
લક્ષ્મીધણી-ઉર મહીં નવ લેશ શાતા;<br>
ક્ષીરાબ્ધિમાં હરિ વસે કમલા છુપાવા,<br>
કૈલાસના જતિ ફરે બની મસ્ત બાવા.

# શોકયનો સ્વામી

• શિખરિણી •

હતી બાલ્યે મીઠી રતિ ઉભય મધ્યે અતિ ઘણી,
યુવા અંકે તારે મધુર શમણે રમ્ય રમણી!
વીતી; ને વ્યાધિઓ વળગી મુજને વૃદ્ધ વયમાં,
સખે! તે શોકયોનું નવ સહી શકે શલ્ય વચમાં
તજે તેથી, નિદ્રા! અધવચ મને તું રઝળતો?

# હોમ

• સ્રગ્ધરા •

રાત્રિના ખપ્પરે આ
  અગણિત યુગના દિન હોમાય લાખો,
તૃષ્ણાના પાવકે ને
  ભડભડ બળતી આયુની સવ પાંખો;
ચંડી શી માનવીની
  જઠર તણી ક્ષુધા વિશ્વનો હોમ માગે,
હોમાવાની તમન્ના
  પણ જન-ઉરમાં કોઈ દિ કાં ન જાગે?

# મૂર્ખો

• શિખરિણી •

કહ્યું મેં, "'લ્યા મૂર્ખા, તુજ પીઠ ઉગે વૃક્ષ, નિરખ્યું?"
"થશે છાયા, એમાં ચટપટી તને શેં, ન સમજ્યું;"
વિના દુઃખે ચિંતા ધરી અવરની શીર્ષ ફરતો
ખરો મૂર્ખો તો હું, વણ તરુ તરુભાર વહતો.

## વાદળીનું નિવેદન

• પૃથ્વી •

તજી સ્વપનભોમ શો ગગનપાટ સોહામણો,
ગમે ન જડ આ ધરા પર વહેવું ખારાં થવા
જરી ય; પણ દેખતાં 'દધિ ગળે ફુડા ક્ષાર કૈં
ઉદાર ઉરથી; તૂટે પડળ સ્વાર્થનાં: ચૂમવા
મહા ચરણ સિન્ધુના, ઉતરિયે બડી ચોટથી.

# ધનુષ્ય-બાણ

• શિખરિણી •

"ભલા વાંકા કાઠા ! ઘડપણ ખરે શું તું ચ કરે ?
ગુણાની ગુલામી કચડતી તને." બાણ વદતું
મહાગર્વે, "હું તો સરર છુટું, સ્વાતંત્ર્ય મુજને."
કહે કાઠું: "બંધે મુજ વસત સ્વાતંત્ર્ય તુજ એ."

# કવિ-ઉર

• મિશ્ર •

ઉરે ઉરે નાચતી કાવ્યદેવી,
ઢીલા જનોના ઉર-તાર કિન્તુ
બજી શકે ના બહુ યે બજાવ્યે
કવિજન-ઉર કેરા તંગ કો તાર પેઠે.

## જીવનપ્રેમ

• પૃથ્વી •

ગમે જીવવું તે છતાં મરણ-ખીણ પાસે કયમ
જતો હું અણદીઠ કો બળ થકી ધકેલાઇને?
નિહાળું પડતાં ખીણે મરણની, ઉભો પાછળ
ઊંડો જીવનપ્રેમ તે દઇ ધકેલું ખીણે હસે.

## કૃતજ્ઞતાનો બદલો

• શિખરિણી •

તપી બીજા માટે પરમ જન દે જે કંઈ, ન તે
ચહે પાછું. આપો પણ પરત તો ગુણ તમને;
તપી પાણી મેઘે નિજ અરપતો સિન્ધુ, વહવો
તમે પાછું તે તો રસવતી કરે ભોમ વહતાં.

# અર્ધ્યું એ જ આપણું

• શિખરિણી •

વહે શૃંગોઃ "જાતો ઉરરસ અમારો વહી નદી
રૂપે, ને ના રે'તો અમ ઉર વિષે સંચય કદી";
સૂણી એવું બોલે કવિઃ "ચુપ રહો! જે જગ વહે
તમારો તે સાચો રસ ઉર રહ્યો તે કુણ લહે?"

# મરજીવાને પ્રશ્ન

• શાર્દૂલવિક્રીડિત •

પૂછે કો, "મરજીવિયા શીદ ડુબો
ઊંડા સમુદ્રો તળે,
જો મોતી કર એક બે નવ રહે;
જે જીવ સાટે મળે?"
બોલે ત્યાં મરજીવિયો, "અતળ આ
ખાડો મહા પેટ છે
ઊંડો સિન્ધુ થકી વિશેષ નહિ વા
કૈં જાણવા માટ તે."

# ભરયુવાનીમાં

• પૃથ્વી •

ખિલું વિજન કંટકે વન વિષે ધૂંપે વા હિમે,
ભલે, પણ ખલિ થવું; મરવું ના સુકાઈ વને.
વિંધી ભરયુવાનીમાં  સુમનહાર કો ગૂંથજો
મને, અગર કોઇ આ હૃદયનું મધુ ચૂસજો.

## મિથ્યાભિમાન

• પૃથ્વી •

"નભે રવિ ઉગી જુઓ મુજ ઘટાડતો તેજને,
નહીંતર સદાય હું દ્યુતિ ત્રિલોકમાં ઢાળતે,"
વદે શશી. હસી કહે કવિઃ "ભલા, પ્રતાપી છતાં
અમાસ ક્યમ થાય તો નજર અર્ક ફેરી જતાં?"

# મૃત્યુની મૂંઝવણ

મૃત્યુ મૂંઝાઇને કહે, "ઓ વિધાતા દેવ!
જ્યાં સંહારૂં ત્યાં હું ફૂટે પ્રાણ સ્વયમેવ."
વદે છે વિધાતા હસી, "તુજ એ અજ્ઞાન,
સંહાર માને તું જેને એ છે પ્રાણદાન."

## સૌ સૌને મન

કાગળ કહે: "હું ખરો કાવ્ય ઉરે ધારનાર,"
ખડિયો ફુલાય: "કાવ્યે મુજ ઉરધાર;"
કલમ કહે: "એ સૂરવેદના છે મારા ખેલ."
સુણી કાવ્યદેવી-ઉરે છૂટે હાસ્યરેલ.

પાંખડી

# નિષ્ફળ કવિ

• વસંત–સ્રગ્ધરા •

બ્રહ્મા તણા હરીફ બે: કવિ, કુંભકાર.
આરાધી આત્મરૂપને કવિ મંત્રકાર
થાતો. અનુકરણ ને જડ રૂપ કેરૂં
કુંભાર મૂર્ખ બનતો કરતાં ઘણેરૂં.
મોટાઇનો મહેચ્છુ
મુરખ પણ મહા, હારતાં થાય વિશ્વે.

# કવિ અને તત્ત્વજ્ઞ

• મંદાક્રાન્તા •

ગૂંજે ભૂખ્યા ભ્રમર મધુરા પુષ્પના સત્વ સારૂ,
મૂગા થાયે પણ સુમનમાં ચૂસતાં સત્વ ચારૂ;
ગુંજે કાવ્યો કવિજન મહા તત્ત્વ કો શોધવાને,
તત્ત્વજ્ઞાતા પણ પછી થતાં થાયછે શાન્ત ધ્યાને.

# લેવું ને આપવું

• શાર્દૂલવિક્રીડિત •

લેવું અન્યનું ઊછીતું જગતમાં
 સામાન્ય રીતિ બધે,
દેવું ઉત્તમ કે વધુ પણ પડે
 લીધા થકી અન્યને;
તેવું ને વળી તેટલું અરપવું
 તે તો દલાલો કરે,
ખારૂં પાણી પીને મીઠું ઘન ધરે,
 મોટાઈ તેની ઠરે.

# અરીસો

• વસંતતિલકા •

સૌંદર્યભૂષિત અને રૂપહીન કેરી
અંકાય છે તુજ ઉરે છબીઓ અનેરી;
ચાલ્યાં જતાં અરૂપ ને રૂપ દૂર, તારૂં
તત્કાળ ઉર બનતું ફરી સ્વચ્છ સારૂં;
નારીસમોહ:તુજનામખરૂંઅ-રીસો.

# અભિલાષ

• વસંતતિલકા •

થાજો જગે અમર આ કવિતા રસાળી,
યુગો સુધી જન-ઉરે રસ ખૂબ ઢાળી;
ભૂલાય છો સ્મરણથી કવિનામ કિન્તુ;
હું ક્યાં પીતાં મધ કદી મધમાખ ચિન્તું?

# કંકણ

• ઇન્દ્રવજ્ર •

"આભૂષણો છે તુજ માટ આ લે,"
બોલી કરે કંકણ બે ધરાવે;
ધાર્યાં પછી કે' "મુજ એહ બેડી
પ્હેરી, ગુલામી ન શકે તું તોડી."

## જન્મે ન સર્વ જન કાગળ જેમ કોરા?

• વસંતતિલકા •

લક્ષ્મી સહોદર ગણે સહુ બ્રહ્મદેવ,
પ્રાકટ્ય એ ઉભયનું કમળેથી થાય;
ક્યાં ચંચળા લખમી, ક્યાં વિધિદેવ ભોળા?
જન્મે તમામ જન કાગળ જેમ કોરા,
કોના પતંગ બનતા વળી ચેક કોના.

# અંતિમ ઇચ્છા

• સ્રગ્ધરા •

ઇચ્છા ના થાક ખાવા,
યુગભર લડતાં વિશ્વની શાંતિ કાજે,
તો યે આ કોઈ શાને,
શરીર મુજ તણું થાક્યું છે બોલી આજે
સૂવાડે પૃથ્વીપાટે?
અરર જડ થશે દેહ આ માટી મારો !
માટી થાઉં ભલે તો
પણ મુજ તનના ખાતરે વીર બીજો
રોપીને વીર જોદ્ધા
પ્રગટ વિભુ કરે, એ જ છે અંત-ઇચ્છા.

# નેતાનું બળ

• વસંતતિલકા •

નેતા વિના દળ તણું બળ જાય વ્યર્થ,<br>
નેતા થકી જ દળનું બળ થાય સાર્થ;<br>
અંગુલિઓ બળ કરે, પણ અંગુઠો જો<br>
ના હોય તો અફળ એ બળ, જાય વ્યર્થ.

## ફળ

• ઇન્દ્રવજ્રા •

પુષ્પો ખરે ને ફળ જન્મ ધારે,
તેથી સહુ કો ફૂલને વિસારે;
હું યે ખરૂં ને ફળ કોઇ એવું
ઇચ્છું ઊગે, જોઈ ભુલે મને સૌ:

# પ્હાણો બનાવે તો

• શાર્દૂલવિક્રીડિત •

ઇચ્છે જો જગમાં પ્રભુ કદિક તું
પ્હાણો બનાવા મને,
પૂજા પુષ્પ નિવેદનાં સુખ મિષે
ના મૂર્તિ તું સર્જજે;
વાંછું ના સુખ એ, ગુલામી મુજથી
વેઠાય ના મંદિરે,
પૂજારી-કર પૂતળું થઇ ન હું
સેવા ચહું અન્યની;
માટે પત્થર માર્ગનો ઘડ, કરૂં
સેવા કંઇકે જગે.

# ઘર ફૂટે ઘર જાય

• વસંતતિલકા •

કાપી ન કો પણ શકે સ્થિરતાથી કાચ,
ના વજ્રથી પણ સરે કદિ એહ કાજ;
હીરાકણી ઘસડતાં પણ એ કપાય,
છે ના કહ્યું "ઘર ફૂટે ઘર સદ્ય જાય"?

# શહીદ

• ઉપજાતિ •

પીસાઇને કે સડીને હજારો
કણો મરે તે સહુ વ્યર્થ ધારો;
ઉગાડવા જે કણ લાખ બીજા
મરે દટાઇ ભૂમિ તે શહીદો.

# નિર્લજ્જ

• શાર્દૂલવિક્રીડિત •

"ફિક્કું મુખ સુગંધ ના ફૂલ વિષે,
શાને છતાં તું હસે?
લાજે કાં ન?" કટાક્ષ પદ્મ કરતું,
કાલા ભણી જોઇને.
"હું તો રંક કપાસ, ગંધ રૂપના
મિથ્યા ન દંભો લહું,
ઢાંકી નગ્ન તણાં શરીર સહજે
હું લાજ સૌની હરૂં.
લાજું શીદ પછી? મને ઘરઘરે
શીર્ષે ચઢાવે સહુ,
તું તો શિવ તણા ચઢે શિર છતાં
ના લાજ ઢાંકી શકે,
એ જોઈ હું તો હસું."

32207

# અતિ મોંઘાઇ

• વસંતતિલકા •

મોંઘા જગે બહુ થતાં હીન સાથ તોળે
લોકો, સશંક નયને વળી સૌ નિહાળે;
મોંઘું સુવર્ણ રતિભારથી મૂલવાય,
શંકા વળી નકલી હેમ તણી ય થાય.

# પોલો

• શિખરિણી •

કહે એરંડો: "હું ઝટપટ વધી જાઉં ગગને,
કીધાં છે ના મારાં જતન પણ ફાલી રહું." કહે
ધીમે ખેડૂ જોતો થડ ભણી: "વિચારું હું ય ભલા,
નકામો પોલો તું હઈશ વધતો આમ નિરખી."

## માનવીમાંથી

• અનુષ્ટુપ •

પંકથી પાંગરે પદ્મો ને પ્હાણાઓ પ્રભુ થતાં;
માટીના માનવીમાંથી તો કાં હું ન બનું મહાં?

# નર અને નારી

• શિખરિણી •

કહે દોરો, "નારી અતિ અબળ તું, હું નર તને
બળે બાંધી રાખું, નવ તજી મને તું જઇ શકે."
"ભુલે છે તું ભોળા," વદતી હસતાં સોય નમણી,
"પળે પૂંઠેપૂંઠે અનુચર બની, છો હું રમણી."

# જરી ભેદ

• વસંત-સ્રગ્ધરા •

"હે કોકિલા ! ઉભયનો તન રંગ એક,
ને ચાંચ પિચ્છ પણ આમ સમાન છેક;
છીએ સગાં, પણ જરા સ્વર-ભેદ;" કાગ
બોલે એવું. કહે ત્યાં -
ઝટ પરભૃતિકા: "એ જરી ભેદ ભાંગ."

## દ્રવે શિલા

• પૃથ્વી •

"ભલે હૃદય પથ્થરે મમ ઘડેલ માને જનો,
દ્રવે મૃદુ ઉરો, સહુ ય સમજે–નવાઈ ન તે.
દ્રવે કરુણ થૈ શિલા, મમ ઉરે ઢળી એથી; ઓ
વિશિષ્ટ મમ શક્તિ ના જગ જુઓ?" પૂછે પર્વત.

# ગુપ્ત સેવા

• શાર્દૂલવિક્રીડિત •

બોલે ડાળ: "તળે તમે ધરતીનાં
મૂળો, દટાઇ રહો,
ને ઊંચા અવકાશમાં રહી ઉભાં
સેવા અમે વિશ્વની
કીધી, પાન ખરે કપાય કર ને
ઝંઝાનિલો ઝીલિયે."
બોલ્યું મૂળ: "દટાઇ હું ધરતીમાં
સેવા તમારી કરૂં,
કે'તાં એ શરમાઉં છું મુખ થકી
દેખાડતાં યે વળી."

## દુર્જન-નીતિ

• વસંતતિલકા •

પ્રેરેલ દુર્જન થકી સુજનો જણાશે,
તો યે વધુ વિષમ દુર્જનથી ય થાશે;
સીધું છતાં શર ચઢી ધનુ વક્ર અંગે
દારુણ ચાપ થકી યે વધુ થાય જંગે.

## સ્પષ્ટ ભેદ

• શાર્દૂલવિક્રીડિત •

ઉનાળે ભર ઘોમમાં સળગીને
વૃક્ષો શીળી છાંયડી
દેતાં, પુષ્પ ફળે તપી પકવી દે;
તાપે તપી રોષમાં
બાળે આશ્રિતને વિશેષ પતરૂં
લોખંડનું ઊલટું,
દેખી ભેદ શું સાધુ દુર્જન વિષે
તેની થતી સ્પષ્ટતા.

# મિથ્યા મોહ

• શિખરિણી •

ચઢી ઊંચા આભે મન કનકવો એમ સમજે,
ધરાવાસી હું ના, ઉડું રવિશશી મિત્ર મુજ છે;
અભાગી આ દોરો
મને બાંધી રાખે! પણ ધરણિથી દોર તૂટતાં
શશી તારા સર્વે તજી કનકવો ભોંય ગબડે.

## સાચો પ્રણય (?)

• શિખરિણી •

તજું વારે વારે બળદી મનમાં રોષ કરતો,
અવજ્ઞા યે તારી કીધ અતિ, છતાં તું ઝટ દઈ
મને શોધી કાઢે; કયહીં નવ ગમે શું મુજ વિના?
ભલે ખોટો, સાચો પ્રણય રૂપિયા! હુંથી તુજનો.